ગાંડીવ બાલોદ્યાન-માળા

પહેલી ૨૫ માળો

# ચોપગાંની ચતુરાઈ

[illegible]ડુભાઈ



પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત.

ચોપગાંની ચતુરાઇની આ ત્રીજી આવૃત્તિ છે. એમાંની વાતોઓ બધી સાચી છે ને મુખ્યત્વે ઇંગ્રેજી પરથી ઊતારેલી છે. એમાંથી પ્રાણીઓની ખાસિયતો અને બુદ્ધિશક્તિ સંબંધે બાળકોને સારૂં જ્ઞાન મળશે એમ માનવામાં હરકત નથી.

ન. વી.



## ( ૧ )

## શિયાળની ચાલાકી

એક શિકારીએ નજરે જોયેલી વાત છે. નોરવે દેશમાં બનેલી.

એક ઝાડનું થડિયું જંગલમાં હતું. ઠીક ઊંચું હતું. એક શિયાળ તેના પર ચઢે ને ઊતરે. એક કૂદકે ચઢે ને એક ભુસ્કે ઊતરે. પાંચદશ વાર

તેણે આમ કર્યાં કીધું. પછી એક વાર તે સહેજ દૂર ગયું અને લાકડાની એક નાનકડી ગાંઠ ઊંચકી લાવ્યું. પછી તે મોઢામાં રાખીને પેલા ઠૂંઠા પર એણે કૂદકો માર્યો. વળી ભુસ્કો માર્યો. પાછો ઉપર કૂદકો મારી જોયો. એમ બે ત્રણ વાર કરી જોયા પછી તેણે લાકડું ફેંકી દીધું ને પોતે થડિયા પર કૂદીને બેઠું ને ત્યાં ચુપચુપ પડી રહ્યું: જાણે ઊંઘતું ના હોય!—

થોડી વારે એક ભૂંડણ ત્યાંથી નીકળી. તેની સાથે તેનાં બચ્ચાં તો હોય જ. પેલા થડિયા પાસેથી એ પસાર થઈ. પાછળ પાછળ એનાં બચ્ચાં આવે. એક બે બચ્ચાં છેક નાનાં, તે પાછળ પડી ગયાં હતાં. તે પેલા થડિયા પાસે આવતાંજ ચડપ લઈને શિયાળે ભુસ્કો માર્યો, એકને પકડયું ને પાછો કૂદકો માર્યો તે ગયું ઝાડ ઉપર!

ભૂંડણ પોતાના બચ્ચાની ચીસાચીસ સાંભળીને પાછી ફરી. શિયાળ પાસેથી બચ્ચું પડાવવા તેણે બહુ બહુ ફાંફાં માર્યાં. પણ તે તો પોતાના

કિલ્લામાં—થડિયા પર સહીસલામત બેસી રહ્યું ને પેલા બચ્ચાને ફાડી ખાધું. પેલી ભૂંડણ આખરે થાકીને ચાલી ગઇ !

પોતાની જુકિત સફળ થશે કે નહિ તે પહે-લેથી જાણવા સારૂ શિયાળે થડિયા પર લાકડાની ગાંઠ સાથે કૂદકા મારી જોયા હતા !

( ૨ )

### ઘોડાની ચતુરાઈ

બે ઘોડાને એક વહેળે પાણી પીવા મોકલ્યા. વિલાયતનો વહેળો ને ઠંડીની મોસમ, એટલે પાણી તો ઠરીને બરફ થઇ ગયેલું. બરફ ભાંગે તો નીચેથી પાણી નીકળે. એક ઘોડાએ પ્રયત્ન કરી જોયો. પોતાનો પગ બે ત્રણ વાર ઠોકયો; પણ કેમે કર્યું બરફ ભાંગે નહિ. પછી તો બંને જોડાજોડ ઊભા રહ્યા, પોતાના પગ જોડાજોડ રાખ્યા, અને પછી બંનેએ એકી વખતે પગ ઠોકયા,—જાણે કવાયત કરતા હોય તેમ; બંનેના ભેગા જોરથી બરફ ભાંગ્યું ને તેઓ પાણી પીવા પામ્યા.

( ૩ )

## ઉંદરની ચતુરાઈ

એક હતો સુતાર. એક બાસ્ટી પર એ બધાં ઓજાર રાખે. તેની સાથેજ તેલની પણ એક શીશી પડી હોય.

એક વાર એવું બન્યું કે તેલની શીશી અડધોઅડધ ભરેલી, છતાં બીજે દિવસે સવારે જુએ તો ખાલીખમ ! તે દિવસે ફરીથી ભરી. બીજે દિવસે જુએ તો શીશીમાં એક ટીપું ન મળે. એ જોઇ સુતાર અજાયબી પામ્યો ! આમ કેમ બને ? તેલ જાય જ ક્યાં ? બહુ બહુ વિચાર કરે, પણ કંઇ સમજાય નહિ, ને તેલ તો રોજ ગુમ થઇ જાય. આખરે એણે ચોકી કરવાનું નક્કી કર્યું. રાત પડી એટલે બારણું બંધ કરી એક કાણામાંથી જોતો એ બેઠો. થોડી વારે સહેજ ખખડાટો થયો. એક મોટો ઉંદર બાસ્ટી પર ચઢયો. સાચવીને એણે પોતાની પૂંછડી પેલી શીશીમાં ઉતારી ને તેલમાં બોળી. પછી બહાર કાઢી. પૂંછડીને ચાટી ગયો.

વળી બોળી ને પાછો ચાટી ગયો. એમ કરતાં કરતાં આખી શીશી એણે પૂરી કરી—એકે ટીપું ન રાખ્યું. સુતાર એ જોઇ અચંબો પામ્યો. ઉંદરો પણ આવા જુક્તિવાળા હોય છે એ એણે ત્યારે જ જાણ્યું !



( ૪ )

## કૂતરાની ચતુરાઇ

એક ઘરને ત્રીજે માળે એક જુવાનિયો રહે. જુવાનિયાનો સાથી એકજ. ફક્ત એનો કૂતરો. તે એની સાથે ખાય, એની સાથે પીયે ને એનીજ સાથે પોતાની નાનકડી પથારીમાં સૂએ.

નસીબજોગે આગ લાગી ને ઘર સળગ્યું. કૂતરાની ઊંઘ તે કેવી ! એ તો ઊંઘે તોયે જાગતો ને જાગતો ! બળતાની વાસ એને તરત આવી. ચપ દઇને ઊભો થયો. પેલા ભાઇસાહેબ તો નિરાંતે ઊંઘતા હતા ! કૂતરો તો એને ઢંઢોળવા મંડયો. એનું શરીર હલાવી મૂકયું. પેલા ભાઇ જાગ્યા તો

ખરા, પણ કંઇ સમજ્યા નહિ, એટલે પાછા ઊંઘી ગયા. કૂતરો તો વળી પાછો મંડયો. આ વખતે તો એણે એનાં કપડાંજ ખેંચી કાઢયાં! તોએ સહેજ જાગી એ પાછો ઊંઘવા પડયો. કૂતરો વળી મંડયો. એણે તો એને હવે ખેંચવા ને ઘસડવાનો યત્ન કર્યો. દરમ્યાન ધુમાડાના ગોટેગોટા નીકળવા માંડયા હતા. આગ વધી ગઇ અને ત્રીજા માળ સુધી આવીજ પહોંચી હતી. જ્યારે કૂતરે ઘસડવા માંડયો, ત્યારે જુવાનિયો



બરાબર જાગ્યો અને ધુમાડાના ગોટેગોટ જોઇ સમજી ગયો. બારીએ દોડયો. બારી પાસેજ દોરડું પડેલું. તે લટકાવ્યું ને પોતે ઊતરી પડયો.

એ તો ઊતરી ગયો ને બચ્યો. પણ કૂતરો ક્યાં ? તેને તો એ ભૂલીજ ગયો. ને ઘર ભડભડ બળતું હતું. જુવાન તો બહુયે રડયો ને બહુયે કકળ્યો. પોતાના બચાવનારનેજ એ અણીની પળે વિસરી ગયો ! કૂતરો બિચારો બળીને ખાખ થઇ ગયો !

(૫)

## ગધેડાનો ઠપકો

રસ્તા પર થોડા છોકરા રમે. એકે જોયું દેડકું. ડરાંઉ ડરાંઉ કરતુ'તું. આમથી તેમ કુદતુ'તું.

જોનાર બોલ્યો: ચાલો રે ભાઇઓ ! ગમ્મત કરીએ ! આ દેડકું હાથ લાગ્યું છે !

એકે માર્યો કાંકરો. બીજાએ ઠોકી લાકડી. ત્રીજાએ તો એને ગબડાવીને ઊંધોજ પાડયો ! કેવા ઘાતકી છોકરા !

દેડકું બિચારૂં ઊંચું થાય ને નીચું થાય. ચત્તાં થવા ફાંફાં મારે, પણ થવાય નહિ.

એવામાં એકે કહ્યું: લાવો રે ભાઈઓ, એને આ ઘરડમાં લાવો. એકાદ ગાલ્લું આવશે. પૈડાં એના પર ફરશે તે જોવાની ગમ્મત પડશે.

નર્યો ઘાતકી જ ને !

પાસેથીજ ઘરેડ હતી. ગાલ્લાંઓનાં પૈડાંથી એકસરખા ખાડા પડે તેને ઘરેડ કહે.

પેલાઓ તો દેડકાને કૂદાવતા કૂદાવતા લાવ્યા ઘરેડમાં, ને ત્યાં ઊંધું નાંખ્યું. દેડકું તો દુ:ખમાં પડયું !

એવામાં એક ગાડું દૂરથી આવતું દેખાયું. છોકરાઓ તો હરખે કૂદવા મંડયા !

ગાડાંને જોડેલું ગધેડું. બળદ નહિ, ભેંસ નહિ, પણ ગધેડું. કેટલાક દેશમાં ગધેડાને પણ જોડે છે.

ગધેડું તો ચાલતું ચાલતું આવી લાગ્યું—છોકરાઓ હતા ત્યાં. પણ ત્યાં આવીને અચકી ઊભું.

પેલા ઘરેડમાંના દેડકાને એણે જોયું. લાગ્યું કે બિચારૂં પૈંડા હેઠળ કચડાઈ જશે.

એ તો આગળ ચાલેજ નહિ. હાંકનારે ડચ-

ફારી બોલાવી, લાકડી મારી ને પૂંછડું અમળાવ્યું. પણ ગધેડાભાઈ તો ઊભા તે જ ઊભા. જરાય આગળ જ ન ખસે.

આખરે હાંકનાર થાકયો ને નીચે ઊતર્યો. જોઈએ તો ખરા, ગધેડાભાઈ આમ અટકી કેમ ગયા?

હાંકનાર ઊતરીને જુએ છે તો ધરેડમાં જીવતું દેડકું! ઊંધું પડેલું! તરફડે ખરૂં, પણ ખસાય નહિ ને ધરેડ બહાર નીકળાય નહિ. હાંકનાર સમજ્યો, હાં ભાઈ, ગાડું આગળ જાત તો આ કચડાઈ જાત.

એટલામાં તો ગધેડે જોર કરી ગાડું પાછળાં હઠાવ્યું ને ધરેડમાંથી કાઢી રસ્તા પર ચઢાવી દીધું. પછી તો દેડકું છૂંદાયજ શાનું?

પછી હાંકનાર બેઠો ને ગાડું આગળ ગયું. થોડે જઈ પાછું ગાડું ધરેડે ઊતરી ગયું.

પેલા ઘાતકી છોકરાઓ! તેઓ તો ગધેડાની આ અક્કલ જોઈને આભાજ બની ગયા ને શરમાઈ જ ગયા. ગમ્મતને ખાતર આમ કોઈ જીવને દુઃખ દેવાય?

( ૬ )

### લુચ્ચું શિયાળ

એક ખેડૂતે શિયાળ પાળેલું. કૂતરા પણ ખરા ને બિલાડીઓ પણ ખરી. શિયાળને કૂતરાઓ સાથે સારૂં બને, પણ બિલ્લીબાઇ તો એની પાસે જાય-જ નહિ. એનું તો નાક બહુ તેજ. શિયાળવાંની વાસથી તો એ ભડકીને ભાગે.

પણ શિયાળભાઇને તો આથી માઠું લાગ્યું. તે કહે: એ બિલ્લી એના મનમાં શું સમજે છે? જાણે પોતેજ મોટી ડહાપણનો ભંડાર હોય! જાણે પોતે તો ચોકખીચટ આરસી જેવી હોય! હું પણ જોઇ લઉં છું!

પછી તો એ શું કરે, કે ચાકર બિલ્લીબાઇને સારૂ દૂધ કાઢીને વાટકામાં મૂકે એટલે દોડતું જઇને વાટકાની આસપાસ ફરી આવે. પછી તો ત્યાં એની ગંધ આવે, એટલે બિલ્લીબાઇ વાટકા પાસે જાયજ શાનાં?

આમ તો બિલ્લીબાઇ ભૂખે મરવા લાગ્યાં.

ચાકરને એ વાતની ખબર પડી. એટલે એણે નવી જુકિત લઢાવી. શિયાળભાઇથી કૂદાયજ નહિ, એટલે



બધે ઊંચે એણે દૂધનો વાટકો મૂકવા માંડયો.

પણ શિયાળભાઇ કયાં કાચા હતા ? એણે જોયું કે અહીં લાગ ફાવે તેમ નથી. એણે બીજો રસ્તો કાઢયો.

ખેડૂતને ત્યાં દૂધ વેચાતું આવતું. ગોવાળણ રોજ આવીને દૂધ આપી જાય. આ ગોવાળણનો રસ્તો જયાં શિયાળભાઇ સૂએ ત્યાં થઇને હતો. શિયાળભાઇ પડયા હોય ત્યાંથીજ ગોવાળણ દૂધ લઇને નીકળે.

દૂધની તાંબડી લઇને તે જાય એટલે તો શિયાળભાઇ દોડતા આવે ને પેલી તાંબડી સાથે અથડાઇને દોડી જાય. આમ દૂધ નકામું થાય ને એ શિયાળભાઇનેજ પીવા મળે. આમ થોડા દહાડા ચાલ્યું. આખરે ખેડૂતને ખબર પડી કે આ તો શિયાળ બહુ લુચ્ચું છે. તેણે કહ્યું: દૂધ બગડે તો ભલે બગડતું. પણ એ શિયાળવાને તો આપશોજ માં ! જોઇયે તો ડુક્કરોને પાઇ દેજો; પણ એને તો ભૂખેજ મારજો.

થોડે દહાડે શિયાળભાઈએ જોયું કે આપણી તદબીર તો નકામી જાય છે ને દૂધ તો કુક્કરડાં પી જાય છે. ત્યારથી શિયાળભાઈએ પોતાની કુટેવ છોડી.

## ( ૭ )

## પ્રેમાળ માછલી

સીલ નામની એક માછલી થાય છે. એ સીલ માછલી ભારે ચપળ અને ચાલાક હોય છે. એને પાળી પણ શકાય છે અને કૂતરાની પેઠે પોતાને પાળનાર તરફ એ ખૂબ પ્રેમ રાખે છે. કેટલાક તો કહે છે કે વફાદારીમાં એનાથી ચઢી જાય એવો તો માત્ર કૂતરોજ, બીજું એકે પ્રાણી નહિ. એ સીલ માછલીને લગતી નીચેની વાત તદ્દન સાચી છે.

આયરલાંડ દેશની વાત છે. એક ખેડૂત દરિયા કિનારે રહે. દરિયો એના ઘરથી છેકજ પાસે. એણે એક સીલ પાળેલી. બચ્ચું પાળેલું, તે ધીમે ધીમે મોટું થતું જાય ને ખેડૂતનાં છોકરાંછૈયાં સાથે હળતું જાય. ખેડૂતના ઘરનાં બધાંજ માણસો નો-

ફરોને સુદ્ધાં એ ઓળખે. ઉનાળામાં એ ખેડૂતના આંગણામાં પડી રહે ને તડકો ખાય. શિયાળે તો ઘરમાં આવી રસોડા પાસે બેસી હુંફ મેળવે. ને ઘરમાં પણ ફરે. એટલી બધી માયા એને લાગેલી.

એટલામાં બન્યું એવું કે ખેડૂતનાં ઢોર એકાએક મરવા લાગ્યાં. તેમને કંઇ નવોજ રોગ દેખાયો. ખેડૂત ગભરાવા લાગ્યો. આમ તેમ પૂછતાં એક ડોશીએ કહ્યું કે પેલું અપશુકનિયું ને ગંદું માછલું તારે ત્યાં ફરે છે તેને લીધે આ રોગ થાય છે. માટે તેને દૂર દૂર દરિયામાં ફેંકાવી દે તો તારાં ઢોર મરતાં અટકશે.

વહેમી ગામડાએ એ ખરૂં માન્યું, ને એક વહાણમાં મૂકી પેલા માછલાને દૂર મોકલ્યું ને ફેંકાવી દીધું. પણ બીજે દહાડે જુએ છે તો નિરાંતે તે રસોડાની પાસે ઊંઘતું'તું. તરતું તરતું તે કિનારે આવેલું ને પછી રસોડાની ઉઘાડી બારી વાટે અંદર દાખલ થઇ ગયેલું !

ઢોર તો મરતાંજ ચાલ્યાં. વળી પાછી પેલી

સીલને દરિયે નાંખવાનું ઠર્યું. નાંખી. બીજે દિવસે સાંજે રસોડાને બંધ બારણે કંઇ ખટ-ખટ થતું સંભળાયું. બારણું ઉઘાડતાંજ માછલીબાઇ અંદર પધાર્યાં. તે હરખમાં ને હરખમાં ચીસાચીસ પાડે. ને પછી ઊંઘવા પડયાં.

વળી પાછો ખેડૂત ડોશી પાસે પહોંચ્યો. તે કહે: એકજ ઉપાય છે, પણ ઘાતકી છે. થશે?

ખેડૂત કહે: બોલો તો ખરાં.

ડોશી બોલી: એની આંખ ફોડી નાંખી ઘણેજ દૂર ફેંકી આવો.

ઢોરના મરણથી ગભરાયલા ખેડૂતે આ પણ કબૂલ કર્યું. કથવાતે દિલે બિચારી રાંકડી નિર્દોષ માછલીને એણે આંધળી કરી, ને ઘણેજ દૂર, પુષ્કળ માઇલ છેટે, દરિયામાં નંખાવી.

આઠ દહાડા રહીને દરિયામાં મોટું તોફાન થયું. વંટોળિયો પુષ્કળ વાયો. ખેડૂતના મકાનની આસપાસ પવન તો પવન ફૂંકાય! એ દરમ્યાન બારણે કોઇ બચ્ચું રડતું હોય એવો

સાદ સંભળાય. વહેમી ગામડિયાં ઘરમાંજ ભરાઇ રહ્યાં. પણ પવન શમી ગયા પછી, બીજે દિવસે સવારે બારણું ઉઘાડયું ત્યારે પેલીજ માછલીનું મુડદું આંગણામાં પડયું હતું !

## (૮)

## શૂરો ઘોડો

ઘોડાને પાણીમાં પડવું બહુ ગમે નહિ. પણ એને તરતાં તો સરસજ આવડે. લગભગ બધાંજ પ્રાણીને તરતાં તો આવડે. એક ઊંટને જ તરતાં ન આવડે. તે તરી જ ન શકે.

આફ્રિકાના દરિયાકાંઠે એક વહાણુ તરતું'તું. બન્યું એવું કે કાંઠેથી થોડે જ દૂર ખડકો સાથે તે અથડાયું ને ભાંગી ગયું. ઘણાક ખલાસી ડૂબી ગયા. થોડાક બચ્યા તે બિચારા પાટિયાને વળગીને તરવાનો જેમતેમ પ્રયાસ કરે. પણ વહેણુ એટલું જબરૂં કે કાંઠેથી હોડી છોડીને તેમને બચાવવા જવાની કોઇની હિંમત ન ચાલે. વખતે એ હોડીની પણ એવી જ દશા થાય તો ?

એવામાં એક ઘોડેસ્વાર તે બાજુ આવ્યો. એ હતો આસપાસનોજ એક ખેડૂત. અકસ્માતની વાત સાંભળી શું છે શું નહિ એમ તે જોવાજાણવા આવ્યો.

પેલા ગરીબડાઓની દયામણી સ્થિતિ જોઈ તેનું હૈયું પીગળી ગયું. પોતાના ઘોડાનું ખમીર એ જાણતો હતો. પોતે પણ સારો તારો હતો—ફક્કડ તરી જાણતો. પોતાના ઘોડાને સહેજ દારૂ સુંઘાડીને એણે તો ઝંપલાવ્યું. ઊછળતા મોજાંમાં ઘોડો ને સવાર બંને ઊછળવા લાગ્યા.

એક વાર તો મોજાં બંનેના ડીલ પર ફરી વળ્યાં. પણ થોડી વારે બંને ઉપર આવ્યા. પહેલે ફેરે એ બે ખલાસીઓને કિનારે ખેંચી લાવ્યો. બંને જણા એનાં ટાંટિયો ઝાલી, તે પર લટકી રહેલા. એમ ને એમ સાત ફેરા ફરી એણે ચૌદ જીવ બચાવ્યા. આઠમે ફેરે એક ખૂબ જોરાવર મોજું એની સામે આવ્યું. થાકેલો ને લોથપોથ થયેલો સવાર એ જોશ આગળ ન ટક્યો ને ઉથલી

પડયો–ને ડૂબી ગયો !

ઘોડો સલામત પાછો ફર્યો, પણ એનો શૂરો સવાર ગયો તે ગયો જ.

(૯)

### ડાહ્યા ઉંદર

એક ઘરમાં ઉંદર બહુ વધી પડેલા. આખી રાત ખડખડ ભડભડ કર્યાજ કરે. ઘરનાં માણસને નિરાંતે સૂવા ન દે. ખાવાનું ખાઇ જાય. વાસણો પાડી નાંખે.

પછી તો ઘરવાળા કંટાળ્યા એટલે આણી એક બિલાડી. આ બિલ્લીબાઇએ તો ધડાધડ શિકાર કરવા માંડયો. રોજ બેપાંચ ઉંદરનો ઘાણ કાઢે.

ઉંદરડાઓ તો વિચારમાં પડયા. એક સભા ભરાઇ. હવે કરવું શું ? આ નવો રાક્ષસ તો રોજ ચાર પાંચને ખાઇ જાય છે !

સૌએ મળી નક્કી કર્યું કે એક રસ્તો છે. આપણે નીચે ઉતરીએ છીએ ત્યારે એ રાખ્ખસ

આપણુને ખાઇ જાય છે ને! આપણે નીચેજ ના ઊતરીએ તો કેમ ?

ઊંચે ને ઊંચે અભરાઇઓ પર ફર્યા કરવું. બિલ્લી રાખ્ખસથી એવડો કૂદકો મરાશે નહિ ને શિકાર કરાશે નહિ.

તે દિવસથી ઉંદર તો બધા ઊંચે ને ઊંચેજ ફરે. અભરાઇઓ પર જ ફર્યા કરે. નીચે કોઇ ઊતરે નહિ ને બિલ્લીબાઇનું ફાવે નહિ.

બિલ્લીબાઇ વિચારે: આમ તો કંઇ વળે નહિ! હું તો ભૂખે જ મરી જવાની. પછી તેણે તદબીર લઢાવી. પોતાને પાછલે પગે દીવાલમાંની એક ખીંટી પર એ લટકી રહી–જાણે મરેલું મુડદું જ ન ટાંગ્યું હોય, એવી શાંત રહી. ન હાલે કે ન ચાલે. આંખો પણ બંધ. જાણે મુડદું જ જોઇ લેવું! પણ મનમાંથી તે ટાંપીજ રહેલી કે કયારે ઉંદર નજીક આવે કે મારૂં તરાપ!

પણ ઉંદરમામાઓ કંઇ કાચા હતા? એક ઘરડો ઉંદર એની તદબીર સમજી ગયો હતો ને

તેણે બધાને ઇશારત કરી દીધી હતી. થોડી વારે ઘણે દૂરથી અભરાઇ પરથી એણે ડોકું કાઢયું ને બોલ્યો: અલ્યા, રાખ્ખસડા ! તું એમ ના ધારતો ને તારી એવી જાળમાં અમે ફસાઇ જઇશું ! તારે જોઇએ તો હજુ બીજા બે પાંચ કલાક કે બે ચાર દહાડાં એમ લટકી રહેજે ને ! તારૂં કંઇ વળવાનું નથી ! તું તો ખરો રાખ્ખસ છે ! પણ હવે તો ખોટો રાખ્ખસ કે ફક્ત ચામડું જ લટકતું હશે તોયે અમે ચેતીને ચાલવાના છીયે. તારે ફાવે તેવા દાવ ખેલજે ને !

બિલ્લીબાઇએ આ સાંભળ્યું ને મનમાં સમજ્યા કે અહીં કંઇ ખીચડી પાકે તેમ નથી. એટલે શિકારની ભાળમાં બીજી તરફ રવાના થઇ ગયાં.

## (૧૦)

### ચાલાક કુકકર

કુકકર બબૂચક પ્રાણી ગણાય છે. એ ગંદું બહુ હોય છે. મુસલમાનો તો એને અડે પણ નહિ.

પણ એને તદ્દન ઠોઠ તો માનવુંજ નહિ.

એક વહાણ પર ડુક્કર ને એક કૂતરો–બે પાળેલાં. બંનેને બનતું તો ઠીક, ને ખાતાં તો એકજ થાળીમાંથી. પણ વાંધો માત્ર એકજ પડતો–સૂવા બાબતનો. કૂતરા માટે એક નાનકડી બખોલ બનાવેલી હતી. તેમાં તે સુખે સૂઇ રહે. પણ ડુક્કરભાઇને એટલું માન કોણ આપે ? તેને તો તૂતક પર આખી રાત પડી રહેવું પડે. ન કંઇ ઠામ કે ન ઠેકાણું.

એટલે રોજ રાતે ચાલે મારામારી. સૌથી પહેલું પેલી બખોલમાં જે પેસી જાય તે સમજે કે આપણે ફાવ્યા. જો કૂતરો ભરાઇ જાય તો તે દાંતિયા કરી કરી ડુક્કરને હાંકી કાઢે ને ડુક્કર આખી રાત તૂતક પર જેમતેમ કાઢે; ને ડુક્કર-ભાઇ ફાવે તો કૂતરાનું કંઇ ચાલે નહિ ને ગમે ત્યાં સૂઇ રહે. બીજે દહાડે લાગ ચૂકે નહિ.

એક દહાડો ઠંડી ને પવન કહે કે મારૂં કામ ! વરસાદ પણ પડું પડું થઇ રહેલો ! આખું વહાણ

પણ થરથર થરથર ધ્રૂજે. ડુક્કરભાઇ લપસતા અ-
થડાતા તતક પર ભટકતા હતા. તેમને થયું: આજે
જો રાત અહીં કાઢવી પડી તો ભોગજ છે. એક
મિનિટ પણ આંખ મીંચવા પામવાના નથી. હજુ
સાંજ પડવાને વાર તો છે, પણ અત્યારથી બખો-
લમાં ભરાઇ ગયા હોઇએ તો રાત સુખેથી જાય!

આમ વિચારી એ ભાઇસાહેબ બખોલ તરફ
ગયા. જુએ છે તો કૂતરાભાઇ તેમાં પડ્યા પડ્યા



ઘસઘસાટ ઊંઘે. હવે કરવું કેમ? કંઇ તદબીર કરવી જોઇએ.

હં! ઠીક છે. ડુક્કરભાઇએ એક જુક્તિ શોધી. દૂધની તાસક ક્યાં પડી છે તેની તેમને ખબર હતી. જઇને તે લઇ આવ્યા. બખોલની થોડે દૂર મૂકી. અને તેમાં મોઢું માંડી જાણે દૂધ પીતા હોય તેમ બચબચ બચકારા બોલાવવા માંડયા!

કૂતરાભાઇની ઊંઘ કેવી? સોડમાં ટાંકણી પડે તોયે આંખ ઊઘડી જાય, તો પછી બચકારા તો કેમજ ન સાંભળે? તેમાં આ ભાઇના તો પેટમાં લ્હાય લાગેલી. ડુક્કર એકલું એકલું ઉજાણી કરે ને પોતે રહી જાય એ કેમ બને? ફડાક દઇને એ ભાઇ તો કૂદ્યા તે ગયા તાસક તરફ. એણે જઇને તાસકમાં મોઢું માંડયું ત્યાં તો ડુક્કરે માર્યો કૂદકો ને ભરાયું બખોલની માંહ્ય!

કૂતરે પછી બહુયે ફાંફાં માર્યા પણ ડુક્કર શાનું આંખ ઉઘાડે? તેણે તો નિરાંતે ઘોર્યાં જ કીધું; ને કૂતરાભાઇની રાત જેમતેમ ગઇ!

## (૧૧)
## કરોળીઆની વાત

જીવજંતુની રીતભાત જોવાજાણવાની તમને મઝા પડે છે ? એક ભાઇને એવો બહુજ શોખ. નાનાં જંતુઓ કેમ વરતે છે તે તરફ ધ્યાન આપ્યાંજ કરે. એક દહાડો એક તળાવડી પાસેથી એ જાય. જુએ છે તો પાણીથી થોડે દૂર એક કરોળીઆભાઇ બેઠા હતા. એને એક વિચાર આવ્યો, એટલે પારખું જોવા નીચેની તદબીર કરી.

પોતાની લાકડી પર એણે કરોળીઆને લીધો. કરોળીઆવાળો છેડો ઉપર રહે તેમ લાકડીને જ્યાં પાણી છેક છાછરૂં હતું ત્યાં ખોસી દીધી. હવે કરોળીઆભાઇ તો જાણે કેદમાં પડયા. આ કેદમાંથી તે પોતાનો છૂટકારો કરે છે કે કેમ તે જોવા પેલા ભાઇ થોડે દર બેઠા.

પહેલાં તો કરોળીઓ લાકડી લાકડીએ નીચો ઊતર્યો. પણ જુએ છે તો બધે પાણીજ પાણી. એમ કંઇ નીકળવાનો રસ્તો નથી. પછી લાકડીની

દરેક બાજુ ફરી વળ્યો પણ કંઇ નાઠાબારી દેખાઇ નહિ. એટલે પાછો મથાળે આવ્યો ને શાંત બેસી રહ્યો–કંઇ વિચાર કરતો ન હોય, તેમ. થોડી વારે તેને જુક્તિ જડી હોય એમ લાગ્યું. પછી એણે એક તાંતણો વણવા માંડયો. કરોળીઆને જાળું ગૂંથતાં આવડે એ તો તમે જાણો છો ને ? એણે તો લાકડીથી તે તળાવની પાળે પહોંચે એવડો તાંતણો બનાવી કાઢયો અને તેનો એક છેડો લાકડી સાથે મજબૂત રીતે વીંટયો, બીજો હવામાં ઊડતો રહેવા દીધો. કેટલીક વારે પવનને ઝપાટે એ તાંતણાનું બીજું નાકું પાળ પાસે પહોંચ્યું ને ત્યાં કાદવમાં ચોંટી ગયું. બસ, ખલાસ ! કરોળીયાને નાઠાબારી મળી ગઇ. ધીરે ધીરે, સાચવીને પેલાં તાંતણા પર સરતો સરતો એ નીકળ્યો અને સાચવીને પાળે પહોંચ્યો, ને પછી ત્યાંથી પોતાના રહેઠાણ તરફ નાઠો. પેલા ભાઇસાહેબ બેઠા બેઠા જોયા કરતા હતા તે ઘણી નવાઇ પામ્યા. પોતાનો જીવ બચાવવાની જુક્તિ દરેક પ્રાણી શોધી શકે છે.

## ( ૧૨ )

## વાંદરાનું પરાક્રમ !

જમૈકાનું નામ સાંભળ્યું છે ? જાવા સુમાત્રા પાસે એ નામનો બેટ આવેલો છે. જમૈકામાં કંઇ કેળાં તો કેળાં થાય છે !

એક વાર એક વહાણ ત્યાંથી વિલાયત જાય. વહાણમાં ઘણાં બધાં મુસાફર. તેમાં એક ભલી બાઇ ને તેનું છોકરૂં. છોકરૂં માંડ આઠ દશ મહિનાનું હશે. નાજુક ને નાનકડું.

વહાણ જતું હતું ત્યાં દૂરથી એકાદા બીજા વહાણનો શઢ દેખાયો. કપ્તાને દૂરબીન લઇને જોવા માંડયું. પાસે જ પેલી બાઇ ઊભેલી. કપ્તાને પોતે જોયા પછી દૂરબીન બાઇને આપ્યું. એટલે બાઇ જોવા લાગી.

પણ બાઇ આમ દૂરબીન ગોઠવીને જુએ છે એટલામાં તો એક ખલાસી બૂમ પાડી ઊઠયો:ઓ બાપરે ! આ વાંદરે શું કર્યું તે તો જુઓ !—

બાઇએ દૂરબીન પડતું મેલ્યું, ને જુએ છે તો

એક વાંદરૂં એના બાળકને લઇને વહાણના દોરડાઓ ઉપર ચઢતું હતું ! વાંદરૂં પાળેલું હતું ને વહાણ પર હંમેશ રહેતું'તું. પણ આ એણે ભારે તોફાન કર્યું ! બાળકને ઝાલેલું મજબૂત, કંઇ ઇજા ન થાય એવી રીતે. એમ ને એમ એ તો ચઢતુંજ ચાલ્યું જાય ! બાઇ તો એવી ગભરાઇ, કે તમ્મરજ આવ્યાં ને બેહોશ થઇને પડી. કપ્તાન પણ ગભરાયો. આ વાંદરૂં બચ્ચાને મારી નાંખશે કે શું ? દરિયામાં તો નહિ ફેંકી દે ? ઊંચેથી અફાળશે તો ? વગેરે વિચાર કરે. જો વાંદરા પાછળ ખલાસી ચઢાવે, તો વાંદરૂં ઉલટું ગભરાય. બાળકને ન ફેંકતું હોય તો ય ફેંકી દે. ને પોતે કૂદાકડો મારી એક દોરડેથી બીજે દોરડે જાય, એટલે બચ્ચું તો માર્યું જાય ને વળે કંઇ નહિ ! ત્યારે કરવું શું ? એટલામાં તો બચ્ચું રડવા લાગ્યું. વખતે એને વાંદરભાઇના નખ વાગ્યા હોય ! પણ બચ્ચું રડયું એટલે તો વાંદરાભાઇએ બીજેજ ખેલ કરવા માંડયો. તે તો તેને રમાડવા સમજાવવા પ-

ટાવવા લાગ્યો. જાણે હાલા કરે, ડચકારીઓ બોલાવે, ઊંઘાડવાને થાબડે ને કંઇ કઇ કરે—જાણે સગી મા જ ન હોય, તેવાં લડાવે.

બીજી બાજુ માને ભાન આવ્યું, પણ તેના દુ:ખનો પાર જ ક્યાં ? તે તો કૂદી કૂદીને દોરડે ચઢવા જાય. પણ કપ્તાન જાણે કે એમ તો બચ્ચું વગર મોતે મરશે. એટલે એણે મારીમચડીને પણ એને અટકાવી રાખી. પછી વાંદરાને લલચાવવા કંઇ કંઇ તદબીર કરી, કે નીચે આવે. પણ વાંદરભાઇ શાના ગાંઠે ? છેવટે એણે હુકમ કર્યો કે બધા સંતાઇ જાવ. વાંદરૂં એકલું પડશે તો વળી કદાચ નીચે ઊતરશે. બધા સંતાયા. કપ્તાન પણ સંતાઇ ગયો ને જોવા લાગ્યો. હવે વાંદરાભાઇને ઠંડક વળી, તૂતક પર કોઇ જણાતું નથી એવું જોઇ ભાઇસાહેબ ધીરે ધીરે નીચે ઊતર્યા અને જે પલંગડી પરથી બચ્ચાને ઊંચકી પોતે ભાગ્યા હતા તે પલંગડી પર પાછું તેને મૂકી દીધું. બચ્ચું જરા ગભરાયલું ને અકળાયલું હતું, પણ તેને ઇજા

કશી નહોતી થઇ. માને તો કંઇ હરખ થયો, કંઇ હરખ થયો ! પણ પછી બચ્ચાંને એણે એક મિનિટ પણ વીલું ન મૂકયું.

## ( ૧૩ )

## સિંહની માયા

લંડનમાં એક મિનારો છે. એ મિનારો બહુ જૂનો ને જાણીતો છે. પહેલાં ત્યાં કેદીઓ રાખતા —ને તેમને મારી પણ નાંખતા.

કેટલાક વખત પર ત્યાં સિંહ વાઘ પણ રાખતા અને તેમને જોવા આવવાની ફ્રી રાખી હતી. જે ટિકિટ લે તેજ પાંજરા પાસે જાય. કોઇની ટિકિટ લેવાની ઇચ્છા ન હોય તો સિંહને માટે કંઇ ખાવાનું લેતા આવે તો તે પણ ચાલે. કોઇ રોટલા લાવે તો કોઇ કૂતરા બિલાડાં જેવા નાનાં પ્રાણી પણ લાવીને સિંહના પાંજરામાં નાંખે.

એક દહાડો એક જણ એક નાનકડું કુરકુરિયું લઇને આવેલો. કુરકુરિયું ભારે રૂપાળું હતું. છતાં પેલાએ તો સિંહના પાંજરામાં નાંખી દીધું. કુર-

કુરિયું તો કંઇ ધ્રૂજે ને કંપે ! જાણે દયા માંગતું હોય તેમ પંજા લાંબા કરે !

જંગલનો રાજા આ જોઇ નવાઇ પામ્યો. તેણે એણે પંજામાં લીધું ને ફેરવી ફેરવીને જોયું. વળી સૂંઘ્યું. પછી પાછું મૂકી દીધું. એવામાં કોઇએ રોટલા નાંખ્યા. સિંહે પોતે બેસી રહી પંજા વડે તે પેલા કુરકુરિયાને બતાવ્યા, કે: તું આમાંથી ખા, પછી હું ખાઉં. પછી બંને ખાવા બેઠા.

તે દિવસથી જંગલના રાજાને પેલા કુમળા કુરકુરિયા સાથે એવી દોસ્તી ઝામી, કે બંને જાણે સગી માનાજ દીકરા. સાથે ખાય, સાથે પીયે ને સોડમાં દબાઇને સૂએ.

પણ વરસેક રહીને કુરકુરિયું તો માંદું પડયું ને મરી ગયું. સિંહને લાગ્યું કે આ તો ઊંઘે છે. તેણે એને જગાડવાને બહુ પ્રયાસ કર્યા, છતાં જ્યારે જાગ્યું જ નહિ, ત્યારે એના મગજમાં કંઇ એવો ખળભળાટ થઇ ગયો કે પાંજરામાં આમથી

તેમ દોડાદોડ કરવા લાગ્યો. વચ્ચે વચ્ચે પેલા લાડકવાયાને જુએ, રડે ને વળી પછી ઊંચું માથું કરી એકદમ ગાજી ઊઠે. રખેવાળે કૂતરાના શરીરને પાંજરામાંથી કાઢી લેવા બહુ મહેનત કરી, પણ નકામી. પેલો લેવા દેજ નહિ. રખેવાળે રોટલા નાંખ્યા, માંસ નાંખ્યું, કંઇ કંઇ ખાવાનું નાંખ્યુ; પણ પેલો તે ખાય જ નહિ. આખરે રડી રડીને ગાજી ગાજીને એ થાકી ગયો અને પેલા બચ્ચાને સોડમાં દાબીને પડયો. થોડે દહાડે એ એમ ને એમ ગુજરી ગયો અને બંનેને સાથે-એકજ કબરમાં દાટયા! પ્રાણીઓ પણ પ્રેમ એ શી વસ્તુ છે તે બરાબર સમજે છે.

## (૧૪)

## તોપ ફૂટી!

એક આગબોટ મોટી મુસાફરીએ નીકળેલી. કંઇ કેટલાયે બંદરો પર તેણે મુકામ કરેલા. દરેક બંદરે પહોંચે કે કપ્તાન એક તોપ ફોડે ને

સલામી આપે. એમ ને એમ કેટલાંય બંદર ફરતી ફરતી તે લંડન આવી પહોંચી.

લંડનનો એવો રિવાજ છે કે ત્યાં કોઇ પણ વહાણને તોપ ફોડવા નથી દેતા. રખેને પાસેનાં મકાનોનાં કાચનાં બારીબારણાં ફૂટી જાય! અથવા બંદરે ઊભેલા ઘોડા વગેરે ચમકે તો?

આગબોટ બંદરે આવવા છતાં તોપ ન ફૂટી તેથી એક જણને ભારે નવાઇ લાગી—આગબોટ પરના એક વાંદરાને. એને લાગ્યું કે આ તો મોટી ભૂલ! ખલાસીઓ બીજી ધામધૂમમાં આ જરૂરી કામ ભૂલી ગયા!

ખલાસીઓ ધમાલમાં તો હતા જ. કોઇ માલ ઉતારવાની, કોઇ લાંગરવાની, કોઇ મળવા-હળવાની! દરમ્યાન વાંદરાભાઇ તો રસોડે ગયા ને ચીપિયા વડે એક બળતો કોલસો લીધો. પછી પહોંચ્યા બંદૂક પાસે. બંદૂક ભરેલી જ હતી. ચપ દઇને કોલસો ચાંપ્યો એટલે ભમમમ અવાજ થયો ને બધા ખળભળી ઊઠયા કે આ શું?

વળી ભડાકો શાનો? બંદરનો નિયમ તોડવા માટે આગબોટના કપ્તાન પર ફરિયાદ મંડાઇ. પણ છેવટે બધાને ખબર પડી કે એ કામ તો વાંદરાભાઇનું હતું ને કપ્તાનને છોડી મૂક્યો!

(૧૫)

## વાઘ સાપની લઢાઈ

લઢાઇ સાપ ને નોળિયા વચ્ચે થાય-વાઘ ને હાથી ઘોડા વચ્ચે થાય! પણ કદિ વાઘની ને સાપની લઢાઇ સાંભળી છે?

નહિસ્તો. લ્યો ત્યારે, સાંભળો.

વાત જોહોરની છે. જોહોરનું નામ ભૂગોળમાં નહિ જડે. પણ એ આપણાથી બહુ દૂર નથી. પાડોશમાં આવેલા મલયદ્વીપકલ્પમાં છે. તે દેશમાં તો જાતજાતની વસ્તી. ગોરાઓ ય ખૂબ ને ત્યાંના મૂળ વતની પણ ઘણા. ગોરાઓએ ત્યાં જબરો અડ્ડો ઝમાવ્યો છે. મોટાં મોટાં ખેતરો કર્યાં છે. જાતજાતના પાક પકવે છે. ખૂબ કમાણી

કરે છે. દેશી લોકો મજૂરી કરે છે.

ત્યાં રબર ખૂબ થાય છે. રબર તો ઝાડનો રસ. ત્યાં રબરના ઝાડનાં જંગલનાં જંગલ. એ બધા પર માલેકી ગોરા લોકોની.

રબરના ઝાડમાં કાણાં પાડે એટલે એમાંથી રસ ઝરે. એ કાણાં પાડવાનું કામ દેશીઓ કરે–ચીનાઓ, મૂળ વતનીઓ, વગેરે.

સવાર હતી. ગોરા શેઠ બેઠા'તા. દોડતો દોડતો એક રબરછેદુ મજૂર ત્યાં આવ્યો. એનું મોઢું રાતુંચોળ. હાંફે તો હાંફે! સાસ તો માય નહિ. આવીને બોલી પડ્યો: સાહેબ, ઓ સાહેબ!........

સાહેબ સહેજ હસીને પૂછે: અરે, પણ છે શું?

મજૂર જેમ તેમ કહે: અરે પણ ત્યાં–ત્યાં....

શેઠ કહે: હં! ત્યાં એટલે ક્યાં? ને ત્યાં તે શું?

અરે, વાઘ ને સાપ લઢે છે. ત્યાં....પેલા ચીનાઓ ઝાડ છેદે છે તે ખેતરમાં. સાપ તો

કંઇ સાપ છે. જાણે રાખ્ખસ! ને બંને ભારે ઝગડી રહ્યા છે.

એટલામાં ત્યાં મજૂરોનો મુખી આવી પહોંચ્યો. શેઠે તેને પૂછ્યું. તેણે પણ કહ્યું કે વાત સાવ સાચી છે.

શેઠે એક મુનીમને મોકલ્યો. મુનીમ, મુખી ને મજૂર ત્રણે ગયા. ખેતરને-રબરના જંગલને નાકે જઇને જુએ છે તો-

અહા! જંગી સાપનું જંગી મુડદું પડેલું. લઢાઇ જબરી ચાલેલી એમ લાગ્યું. જમીન પર પગલાં તો પગલાં પડેલાં ને પોચો ભાગ તો દબાઇ પણ ગયેલો. જયાં ત્યાં વાઘના વાળ વિખરાયલા દેખાય. વાઘભાઇ પણ કંઇ ઝટપટ નહોતા ફાવ્યા. જોર ખૂબ બતાવવું પડેલું. પાયથૉન-અજગર પણ જાણે રાખ્ખસનો યે દાદો. ૨૯ ફૂટ લાંબો; ને જાડો?-એક ફૂટ જાડો. અલબત્ત, શરીર જાડું પાતળું ખરૂં, પણ જ્યાં સૌથી જાડું લાગ્યું ત્યાં એક ફૂટ એટલે કે કુલ

ઘેરાવે ત્રણ ફૂટનો. ચામડી ભારે ભાતદાર, રૂપાળી-પણ વાઘના નહોર ઠેર ઠેર પડેલા.

મુનીમ ને મુખી ત્યાં ઝાઝા વખત ઊભા રહ્યા. વાઘજીભાઇની વાટ જોઇ. પણ તે ભાઇશ્રી જણાયા નહિ. પછી પાછા ફર્યા.

બીજે દહાડે શેઠ તે બાજુ ફરતા હતા. સાપ પડયો જ હતો.

એટલામાં દૂરથી એક માતેલો વાઘ આવે. શેઠ જોયો. પાસે કાંઇ હથિયાર નહિ એટલે ગભરાયા. બૂમાબૂમ કરી ને નાઠા. દોડતાં પાછું વળી જોયું તો વાઘ સાપ નજીક ઊભેલો. વળી આઘે જઇ જોયું તો વાઘજીભાઇ સામી તરફ ધીમે ધીમે જંગલમાં જતા હતા!

સૌએ ધાર્યું કે રાતે વાઘજીભાઇ આવશે. બધા તૈયાર રહ્યા. પણ કંઇ બન્યું નહિ. સવારે તપાસ કરી તો ઠેઠ ૨૦૦ ફૂટ દૂર ઝાડીમાં સાપનું મુડદું પડેલું. તે ય અડધું જ. બાકીનું અડધું વાઘોબા [ કે કોઇ બીજું જાનવર ] ખાઇ

ગયા હશે એવું દેખાયું !

આવી વાઘ–સાપ–જંગની વાત કદિ સાંભ-ળવામાં નથી આવતી. વાઘને ને સાપને વેર હશે ? કોણ જાણે ? વખતે એમ પણ હોય, કે સાપે કંઇ શિકાર કર્યો હશે. તે વાઘને જોઇતો હશે. અથવા વાઘોબાના મોંમાંથી સાપને કંઇક પડાવી લેવું હશે. મદારીઓને એ વાતની ખબર હોય તો કોણ જાણે. પણ આ વાત તો સાવ સાચી છે. ને ઇલસ્ટ્રેટેડ વીકલી નામના અઠવાડિક છાપામાં છપાઇ હતી: તારીખ ત્રેવીસમી નવેમ્બર ૧૯૩૦ના અંકમાં.

(૧૬)

### ફાળો ઉઘરાવ્યો

પારીસ શહેર. ત્યાંની એક બાઇ લંડનમાં ફરે. રસ્તેથી જતી હશે.

એક ગવૈયો રસ્તામાં ઊભેલો. સરસ ગાયન ગાય. લોકોનું ટોળું ગીત સાંભળે. ને એક

વાંદરાભાઇ પૈસા ભેગા કરે.

ગીત પૂરૂં થાય કે વાંદરાભાઇ ટોપી ધરે. ટોપીમાં પૈ પૈસા પડે તે લઇ જઇને શેઠને આપી આવે.

બાઈને વાંદરો પસંદ પડયો. ગવૈયાને પૈસા જોઇતા હશે. બાઇ પૈસાવાળી હતી. બાઇએ પૈસા આપ્યા. ગવૈયાએ વાંદરો આપી દીધો. બાઇ તેને લઇ પાછી પોતાને ગામ આવી.

થોડે દહાડે એક નવાઇ બની. બાઇએ પોતાને ત્યાં જલસો ગોઠવ્યો. જલસાની કમાણી ગરીબ લોકોમાં વહેંચી દેવાની હતી. પૈસા તે સારૂ ભેગા કરવાના હતા.

જલસો શરૂ થયો. પહેલાં એક ગીત હતું. એક છોકરીએ સરસ રીતે ગાયું. ત્યાં તો વાંદ-રાએ ટોપી ઉપાડી લીધી ને સૌની પાસે ધરવા લાગ્યો. એ જોઇ સૌને ગમ્મત પડી. બધાએ પૈસા નાંખવા માંડયા. તેમ તેમ વાંદરો ખૂશ થતો જાય ને બીજાની પાસે ટોપી ધરતો જાય.

એમ કરતાં ખૂબજ સિક્કા ભેગા થયા. આગળ ઘણા જલસા કરેલા, પણ કદિ આટલી કમાણી ન મળે !

સૌને થયું: બાઇએ નાણાં કઢાવવાને આવી જુક્તિ કરી. પણ એવું કંઇ નહોતું. વાંદરાભાઇને તો આગલી ટેવ. આગલા શેઠનું એવી રીતે કામ કરેલું. એટલે ગીત ચાલતાં જ વાત સાંભરી આવી ને કૂદી પડયા.

બાઇએ બધાને એ વાત કહી. સૌ લોકો રાજી થયા. બાઇ પણ રાજી થઇ. ગરીબને તે વેળા વધારે નાણાં મળ્યાં.

( ૧૭ )

## વાંદરાની શરાફી

સિયામમાં વાંદરાઓ એક અજબ જાતની કામગીરી બજાવે છે.

ત્યાંની દરેક બેંકમાં વાંદરા હોય. દરેક કૅશીયર (નાણાંની આપલે કરનાર) પાસે એકેક વાંદરૂં બેસે. ને સિક્કા ખરા છે કે ખોટા તે દાંત વડે તપાસે.

રોજ લાખો સિક્કાની ઉથલપાથલ થાય. તેમાં ખરાખોટા તપાસવાનું કેટલું અઘરૂં ? પણ વાંદરાના કામમાં એક પણ ભૂલ નીકળતી નથી.

તેથી દરેક બેંક જરૂર મુજબ ૮–૧૦ વાંદરાં નભાવે. સૌનો જુદો જુદો પગાર માંડે. તેમાંથી તેના ખાધા ખરચનો ને બીજો ખરચ બાદ કરતાં વધે તે એને નામે જમા રહે.

આ માટે વાંદરાને ખાસ પસંદ કરે છે ને કેળવે છે. આવા વાંદરાની વેચાણકિંમત પણ ભારે હોય છે.

વાંદરાભાઇ તો ખરેખર ચતુર પ્રાણી છે.

( ૧૮ )

## ખૂની પકડાવ્યા

ઇ. સ. ૧૯૩૪ના ઓગસ્ટ મહિનાની વાત છે.

બંગાળામાં કોમિલ્લા કરીને શહેર છે. તેની પાસે સીંગરબીલ ગામે એક મદારી ખેલ કરે. મદારી પાસે બે વાંદરા. તે વાંદરાને લઇને મદારી શહેર તરફ જતો હતો.

રસ્તે બે ધાડપાડુઓ મળ્યા. તેમણે

તો મદારી પર હુમલો કર્યો. વાંદરાઓને નસાડી મૂક્યા. વાંદરાઓ થોડે દૂર જઇ એક ઝાડ પર બેઠા ને શું થાય છે તે જોવા લાગ્યા. મદારી સામો થયો. લઢાલઢ થઇ. પેલા બેએ મદારીને મારી નાંખ્યો. પછી એનું શરીર એક ખૂણે નાંખી આવ્યા. પૈસા હશે તેટલા લૂંટી લીધા, ને ભાગી ગયા.

આ બધું વાંદરાઓએ જોયું. ધાડપાડુઓ નાઠા પછી તેઓ ઝાડ પરથી ઊતર્યા ને મદારીનું શબ પડયું હતું ત્યાં ગયા. પછી ત્યાંથી મદારીને ઘેર ગયા. હાયપીટાપીટ કરી. ઇશારે ઇશારે બધું મદારીની વહુને સમજાવ્યું ને તેને ખેંચી ખેંચીને મારામારી થઇ હતી ત્યાં લઇ ગયા. ત્યાં પાછું બધું સમજાવ્યું, ને પછી મદારીના શબ આગળ લઇ ગયા. બાઇએ પછી પોલિસ ખાતામાં ખબર કરી. પોલિસે વાંદરાની મદદથી ધાડપાડુઓને પકડયા ને તેમને સજા કરાવી.

કહો, વાંદરા! કેવા ચાલાક! કેવા લાગણીવાળા!

( ૧૯ )

## ગધેડાઓએ સિંહ ભગાડયા !

ઇ. સ. ૧૯૩૪ના ઓગસ્ટ મહિનાની વાત.

આફ્રિકાના દક્ષિણ ભાગની વાત છે. બે ગધેડા જોડેલી એક ગાડી જંગલમાંથી પસાર થતી હતી.

એવામાં ત્રણ સિંહ સામેથી આવે.

તેમને જોતાંજ ગધેડાઓને શૂરાતન ઊભરાયું. ને ગાડી સાથેજ સામા ધસ્યા. સિંહોએ પહેલાં તો ડોળા કકડાવ્યા, પણ ગધેડા તો ડર્યાજ નહિ. એટલે વનના રાજાઓ બીધા. બીધા તે એવા બીધા કે પીઠ ફેરવીનેજ નાઠા. ગધેડામાં એથી વધારે જોર આવ્યું. તેમણે યાહોમ પીછો પકડયો. આગળ સિંહ દોડે ને પાછળ ગધેડા ! કહો, કેવો ફક્કડ દેખાવ ! એમ ને એમ એક ટેકરી આવી. તેમાંજ સિંહની બોડ હતી. ત્રણે બિરાદરો તે બોડમાં ભરાઇ ગયા. ત્યારેજ ગધેડા શાંત થયા ને પોતાને રસ્તે પડયા. કેવા શૂરવીર ગધેડા !